કેવી રીતે પામશો? અને તે મળવા તેની સાથે બોલવાની વાત ચીત કેમ થશે? તે વારે કુમારે કહ્યું કે હે મિત્ર ચીંતા કરવા જેવું નથી કેમકે " सदैव भाग्यं फलति " અત્રે ગાથા એ કરી સાબીતી બતાવે છે.

अघटित घटितां निघटयाति, सुघटित घटितां निर्ज्जाहि कुरुते ॥
विधिरेव तानि घटयाति, यानि पुमाने नैव चिन्तयाति ॥ १ ॥

કુંવરના મનમાં પૂર્વ ભવનો વૃ-તાંત જણાવવાથી એ સ્રીને નવકાર મંત્રનું ધ્યાનછે એમ વાત કરતા મારગે ચાલ્યાજાયછે. એકવાર અટવીમાં આંબાની છાંયા નીચે કુંવર સુતોછે અને ત્યાં સમીપ વનમાં સુમતિમિત્ર ફુલ ચુંટેછે. એવામાં આકાશ માર્ગે જતાં વિદ્યાધરે નીચે સૂતેલા રાજસીંગ કુમારનું રૂપ જોઇને વિચાર્યું કે મારી પાછળ મારી સ્રી આવે છે. તે જો આ પુરૂષને દેખશે તો મારાથી સ્નેહ મુકીને આ કુમાર ઉપર રાગ ધરશે. એમ વિચારીને તેજ વનમાંથી ઔષધી લઇ પાણીથી ઘસીને રાજસીંગ કુમારને સુક્ષ્મ તિલક કર્યું એટલે તરતજ તે કુમાર મટીને સ્રી થઇ એટલે વિદ્યાધર આગળ ચાલ્યો અને થોડીકવારે તેની સ્રી વિદ્યાધરી આવી તેણે આવું સ્રીરૂપ દેખીને વિચાર્યું કે પાછળ

વળતી વખતે મારો ભરથાર આ રૂપવાન સ્ત્રીને દેખી તેના ઉપર રાગ ધરશે અને મને છાંડશે એમ વિચારી તેજ વનમાંથી બીજી ઓષધી લઇ ઘસીને કુમાર [સ્ત્રી] ને તિલક કીધું એટલે તત્કાળ પુરૂષ થયો અને વિદ્યાધરી આગળ રસ્તે ચાલી ગઇ આ સઘળો વૃ-તાન્ત સુમતિ મિત્રે વૃક્ષની પાછળ છુપાઇને દીઠો હતો તેથી તે બન્ને ઔષધી વનમાંથી લઇને ગાંઠે બાંધીને કુંવરને જગાડી સર્વે વૃ-તાન્ત કહયો અને અનુક્રમે ચાલતાં ચાલતાં પ-તનપુર નગરીએ પહોંચ્યા ત્યાં સમીપે પ્રાસાદ છે તેની પાસે જઇને બેઠા તેવામાં સ્ત્રીને સમુહે પરિવરી સુખાસને બેસીને રત્નવતી કન્યા તે પ્રાસાદે આવે છે. આગળથી દાસીઓ સઘળા પુરૂષોને નિષેધે છે એટલામાં આ બન્ને જણા ઔષધીથી સ્ત્રીનું રૂપ ધારણ કરી પ્રસાદમાં આવી ઊભા રહ્યા, એટલામાં તે રત્નવતી આવીને કાલીકાની પૂજા કરી પાછી વળી તેવામાં બે કન્યાઓને દેવાંગના સમાન દેખીને હર્ષાવેશથી રત્નવતી પુછવા લાગીકે તમો કયાંથી આવ્યાં તેવારે મિત્રસ્ત્રીએ (સુમતિ મિત્રે) કહયું કે અમારી સખી મણીમંદરનગરી થકી આવી ત્યારે રત્નવતીએ કહ્યું કે તમારી સખીને

જોઇ મારૂં મન ઉલ્લાસ પામે છે તમો મારે ઘેરજ પ્રાહુ-
ણા થઇને આવો. એમ કહીને પોતાના મંદીરે તેડી ગઇ.
અનેક પ્રકારે ભકિત કરવા લાગી, કેટલાક દીવસ વ્યતીત
થતા કુમાર શ્રી (રાજસીંગ કુમાર) એ રત્નાવતીને પુછ્યું
કે તમારૂં પાણી ગ્રહણ હજુ કેમ નથી થયું? રત્નાવતી
કહે પુર્વભવનો વર ટાળીને હું પરણુની નથી. ત્યારે કુ-
માર શ્રી કહે કે તમારો પુર્વભવનો સ્વામી હજુ કયાંઇ
જણાતો નથી. અને યોગ્ય વર સિવાય રૂડી કન્યા શોભે
નહીં. તે માટે સ્વયંવર મંડાવી મનગમતા કોઇ પુરૂષનું
પાણી ગ્રહણ કેમ કરતા નથી? રત્નાવતી કહે ભરતારનું
પાણી ગ્રહણ તો મનની રતીને કાજે કરીએ છીએ તો તે
તો તમારા સામું જોતાંજ મને ઉપજે છે માટે બીજા વર-
નું કાંઇ કામ જેવું નથી. તે વાર કુમાર સી કહે કે તમા
રો પુર્વ ભવનો ભરથાર કેમ ઓળખાય? રત્નવતી કહે કે
મેં પહેલે ભવે પુણ્ય કર્યું તે જાણે તે મારો
પુર્વનો ભરથાર. ત્યારે કુમાર શ્રીએ કહ્યું કે
હું એટલું જાણું છું કે તમને પાછલા ભવમાં દમસાર
રૂષિએ નવકાર મંત્ર શીખવાડયો હતો. તેના સ્મરણના

પ્રભાવે તમે મરીને રાજકુંવરી થયાં. આ વૃ-તાન્ત સાંભળીને રત્નવતી ચમત્કાર પામીને પોતાની સખી ચંદ્રલેખાને કહેવા લાગી કે હે સખી ! મારા પૂર્વ ભવની વાત એણે કેમ જાણી ? ચંદ્રલેખાએ કહ્યું કે–એની ચેષ્ટા, ચાલ, વચન ઇત્યાદિ સહુ પુરૂષના સમાન દીસે છે. તેથી તેને દેખીને તને રતિ ઉપજે છે. તેથી જણાય છે કે એજ તારો પૂર્વ ભવનો ભરથાર છે. પણ કંઇક કારણથી તે પોતાનું સ્વરૂપ આચ્છાદી ( ઢાંકી )ને સ્ત્રી રૂપે ફરે છે. પછી ચંદ્રલેખા કુમારસ્રીને કહેવા લાગી કે સ્વામી ! હવે પ્રત્યક્ષ થઇ આપનું સ્વરૂપ દેખાડો. એટલે ઔષધીથી બન્ને પુરૂષ થયા. તેમનું રૂપ દેખી સર્વે હર્ષીત થયા. પછી ચંદ્રલેખાએ તે કુમારને કહ્યું કે હે સ્વામી તમોએ જે પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું તો પ્રસન્ન થઇ આપનું કુલ ગોત્રાદિ પ્રકાશો. તે વારે સુમતિમિત્રે કુંવરનો દેશ, નગર, માતા પિતા કુલ ગોત્રાદિનું નામ પ્રકાશી પંથીનો તથા પંથે ચાલતાં ઔષધી પામ્યાં, રાક્ષસ પાસેથી ચિંતામણી રત્નની પ્રાપ્તિ થઇ ઇત્યાદિ સર્વે વૃત્તાન્ત કહયો. પછી ઘેર જઇને રત્નવતિએ આ સઘળો વૃત્તાન્ત પોતાના બાપને જણાવ્યો તેથી રાજા

ઘણો હર્ષીત થઇ શુભ લગ્ને મહામ્હોચ્છવથી રાજસિંગકુમાર સાથે રત્નવતી કન્યાનું પાણી ગ્રહન કરાવ્યું. હાથ મુકામણી. [પહેરામણીમાં] અનેક હાથી ઘોડા આપી અડધું રાજ આપ્યું ને રાજસિંગકુમાર રત્નવતી સાથે પરણી અત્યંત સુખ વૈભવ ભોગવવા લાગ્યો, અને પોતાને સાસરે ઘણો કાળ રહયો એકદા તેનો પીતા મૃગાંક રાજાએ દુત સાથે પત્ર લખી મોકલ્યો તે, પોતે કુમારવાંચેછે, તે માંહી લખ્યું હતું કે હે વચ્છ! હવે હું વૃદ્ધ થયો છું તેથી રાજભાર છોડીદીક્ષા લેવાની ઉત્કંઠા કરૂછું ઘણા વખત થયા તારી વાટ જોઇ હવે તારા દર્શનની ઘણી ઉત્કંઠા છે તે માટે હે પુત્ર વેહલો આવજે પત્ર વાંચી રાજસિંગકુમાર સસરાની આજ્ઞા માગીને રત્નવતી સહીત ચતુરંગી સેનાસજી પરિવાર સહીત મિત્ર સંજોગ કરી મણીમંદર નગર તરફ ચાલવા માડયું અનુક્રમે ચાલતાં ચાલતાં સેનાપરિવાર સહીત પોતાને નગરને વિષે પહોચ્યાં. કુંવરે ઘેર જઇને પીતાને પ્રણામ કર્યો ને કુટુંબ પરિવાર સર્વ હર્ષથી ભેટી પડયાં ને હર્ષના આંસુથી પખાલવા લાગ્યા ને સર્વત્ર આનંદ ફેલાઇ રહયો હવે મૃગાંક રાજા વિચારવા લાગ્યો કે કુંવરને ગાદી આપીને હવે હું દીક્ષા લઉ તો આત્માનું સાર્થક થાય એમ વિચારેછે એટ-

લામાં વનપાલકે આવીને વધાઇ આપી કે હે સ્વામી વન-
માંહે ગુણસાગર ગુરૂવર્ય પધાર્યાછેઅ; ાવા વચન વનપલકના
સાભલીને મૃગાંક રાજા અત્યંત હર્ષ પામ્યોને હર્ષથી
રાજસિંગકુમારને સર્વ સમક્ષ રાજગાદીએ સ્થાપીને પોતે
વનમાં જઇ શ્રીગુણસાગર સ્વામી પાસેથી ભવસાગર તરવાને
નાવા સમાન દીક્ષા ગ્રહુન કરી અનુક્રમે દુઃકર તપ
કરી દેવલોકે પોહોતો અહીં રાજસિંગ રાજા અને રત્નવતી
રાણીએ સમ્યકત્વ મુલબારવૃત લીધા શ્રાવક વૃત પાલતો
નવકાર મંત્રનાં પ્રભાવે કરી સર્વ વૈરી જીત્યાંને ઘણો કાળ
રાજ્ય સુખ ભોગવતા મહાન પ્રાક્રમી પ્રતાપસિંગ નામનો
પુત્ર થયો તે અનુક્રમે મોટો થઇ (જોબન) વન અવસ્થા
પામ્યો એક વાર રોગાદિક આવવાથી પોતાનો પુત્ર પ્રતાપ-
સિંગને રાજ્ય પાટ સોપીને રાજસિંગ તથા રત્નવતીએ
ગુરૂ પાસે આરાધના કરી સર્વ જીવ ખમાવી શુભ ધ્યાને
શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરી આયુ પૂર્ણ થયે કાળ
કરી પાંચમે દેવલોકે દશ સાગરોપમને આઉખે બ્રહ્મંદ્ર
ઇંદ્ર થયો અને રત્નવતી પણ મરણ પામી તેજ દેવલોકે
ઇંદ્રનો સમાન ઇંદ્ર થયા ત્યાંથી ચવી એક વાર સંસારમ
મનુષ્ય ભવ પામી દિક્ષા લઇસકલ કર્મનો ક્ષય કરી કેવલ

જ્ઞાન પામી ને સ્ત્રી પુરૂષ બન્ને જણા તેજ ભવે મોક્ષ પામશે ઈતિ રાજસિંગ કુમારની કથા સંપૂર્ણ એણી પેરે શ્રી નવકાર મંત્રના પ્રભાવ ઉપર ત્રણ કથા ઈહલોકના ફલની અને ત્રણ કથા પરલોકના ફલની મલીને છ કથા દ્રષ્ટાંત રૂપે કહીને શ્રવણ કરી હે ભવ્ય જીવો નિરંતર પુર્ણ પવિત્ર મોક્ષ સુખને આપનાર અને અનાદી નોકર મંત્રનું સ્મરણ કરો કે જેથી જન્મ મરણના દુઃખ ટાળી પરમાનંદ મોક્ષ સુખને પામો (તથાસ્તુ) શાંતી શાંતી શાંતી

# अथ शत्रुंजय लघुकल्प.

अईमुत्तयकेवलिणा कहिअंसेत्तुंज्जातिह्न माहप्पं
नारयरिसिस्स पुरओ तंनिसुनह भावओ भविआ ॥१॥
सेत्तुंजे पुंडरीओ सिद्धो मुणिकोडी पंचसंजुत्तो
चितस्स पुण्णिमाओ सोभन्नइतेण पुंडरिओ ॥२॥
नमि विनमिरायाणो सिद्धा कोडिही दोही साहुणं
तहदविडवालीखिल्ला निव्वुआ दशयकोडिओ ॥३॥
पजुन्न संबपमुहा अठुट्ठो कुमार कोडिओ
तहपंड वाविपंचय सिध्धि गया नारयरिसिय ॥४॥

थावच्चा सुयसेलगाय मुणिणोवि तहय राममुणि
भरहो दसरहपुतो सिध्धावंदामि सेत्रुंजे ॥५॥
अन्नोवि खत्रियमोहा ऊसभाइ विसालवंस संभुआ
जे सिध्धा सेतुंजे तं नमह मुनि असंखिज्जा ॥६॥
पन्नासजोयणाइ आसी सेतुंज विहडोमुले
दसजोयण सिहरतलेऊच्चतं जोयणाअठ ॥७॥
जंलहइ अन्नतिठे उग्गेणतेवण बंभचेरेणं
तंलहइ पयतेणं सेतुंजगिरिम्मी निवसंते ॥८॥
जं कोडीएपुन्नं कामिय आहार भोइआ जेऊ
जंलहइ तंठपुन्नं एगो वासेण सेत्तुंजे ॥९॥
जांकिंची नामतीठं सग्गे पायाले माणुसेलोए
तंसव्वे मेवदिठं पुंडगिए वंदिएसंते ॥१०॥
पडिलाभंतेसंघं दिठमादिठेय साहु सेत्तुंजे
कोडिगुणंच अदिठे दिठेअ अणतायहोइं ॥११॥
केवलनाणु त्याति निव्वाणं आसिजठसाहुण
पुंडरिए वंदित्ता सव्वे ते वंदियातठ ॥१२॥
अठावयं समेए पावाचंपाइउज्जंत नगेय

वंदिता पुन्नफलं सयगुण तवि पुंडरीए ॥१३॥

पूआ करणे पुन्नं एग गुणं सयंगुणंच पडिमाए

जिणभवणेण सहस्सं णंत गुणपालणे होइ ॥१४॥

पाडिमं चेइहरं वा सेत्तुंजगिरिस्स मट्ठए कुणइ

भूतूंण भरहवासं वसइ सग्गेण निरुवसग्गे ॥१५॥

नवकार १ पोरिसीए २ पुरिमड्ढे ३ गासणंच ४ आयामं

पुडरियंच सरंतो फलं करवी कुणइ अमत्तठं ॥१६॥

छठ १ ठम २ दसम ३ दुवालसाणं ४ मासध्धमास ५ खमणाणं ६

तिगरण सुद्धोलहइ सितुझं संभरंतोअ ॥१७॥

छठेणं भतेणं अपाणेणं तुसत्त जत्ताइं

जो कुणइं सेत्तुंजे तइयभवे लहइसो मुरकं ॥१८॥

अज्ञाविदीसइलोए भत्तंचईऊण पुंडरीयनगे

सग्गे सुहेण वच्चइ सील विहुणोवी होऊणं ॥१९॥

छत्तंझयपडागं चामर भिंगार थाल दाणेण

विज्जहरो अहवइ तहचक्की होइ रहदाणां ॥२०॥

दसवीस तीसचत्ता लख्ख पन्नासा पुप्फदाम दाणेण

लहइ चउठ छठठम दसम द्वालस फलाइं ॥२१॥

घूवे पखखुत्रासो मासखखमणं कपुर धूवंमि

कित्तिय मासखखमणं साहु पडिलाभिए लहइ ॥२२॥

नवितं सुवेन्नभुमि भुसण दाणेण अन्नतिहेसु

जंपावइ पुन्नफलं पूआन्हवणेण सित्तुंजे ॥२३॥

कंतार१ चोर२ सावय३ समुद४ दारिद५ रोग६ रिओ७ रुद्दा८

मुच्चंति अविग्घेणं जे सेत्तुंज्ज धरंतिमणे ॥२४॥

सारावली पयन्नग गाहाओमु अहरेण भणीआवो

जोपढइ गुणइ निषुणइ सोलहइ सितुज्ज ज्ञतफलं ।२५॥

संपुर्ण



# श्री सिध्धाचलजीनी नवाणुजात्रानी विधि॥

## अथ श्री नवाणु जात्रानुं गणगुं

१ श्री शत्रुंजय.—
२ श्री बाहुबली
३ श्री मरुदेवी
४ श्री पुंडरिक गिरि
५ श्री रैवत गिरि
६ श्री विमलाचल
७ श्री सिद्धराज
८ श्री भागिरथ
९ श्री सिद्धक्षेत्र
१०श्री सहस्त्रकमल
११श्री मुक्तिनिलयागिरि
१२श्री सिद्धाचल
१३श्री सतकुत
१४श्री ढंक
१५श्री कदंब
१६श्री कोडीनिवासि
१७श्री लोहित्य
१८ ,, तालध्वज
१९ ,, पुण्यराशी
२० ,, महाबलगिरि
२१ ,, द्रढशक्ति
२२ ,, शतपत्र
२३ ,, विज्ञानंद
२४ ,, भद्रंकर
२५ ,, महापिठ
२६ ,, सुरगिरि
२७ ,, महागिरि
२८ ,, महानंद
२९ ,, कर्मसुडन
३० ,, कैलासगिरि
३१ ,, पुष्पदंत
३२ ,, जयंत
३३ ,, आनंद
३४ ,, पदगीरी

३५ ,, हस्तगिरि
३७ ,, साश्वतागिरि
३७ ,, भव्यागिरि
३८ ,, सिद्धसेखर
३९ ,, महाजस
४० ,, मालवंत
४१ ,, पृथिवीपीठ
४२ ,, दुःख हरागिरि
४३ ,, मुक्तिराज
४४ ,, मणीकंत
४५ ,, मेरुमाहिधर
४६ ,, कांचनागिरि
४७ ,, आनंदधर
४९ ,, पुण्यकंद
४९ ,, जयानंद
५० ,, पातामुल
५१ ,, विभास
५२ ,, बिसाल
५३ ,, जगतारण

५४ ,, अकलंक
५५ ,, अकरमकर
५६ ,, महातीर्थ
५७ ,, हेमागिरि
५८ ,, अनंत शक्ति
५९ ,, पुरुषोतम
६० ,, पर्वतराज
६१ ,, ज्योतीरूप
६२ ,, विलासभद्र
६३ ,, सुभद्र
६४ ,, अजरामर
६५ ,, खेमकर
६६ ,, अमरकांत
६७ ,, गुणकंद
६८ ,, सहस्त्रपत्र
६९ ,, शिवंकरु
७० ,, कर्मक्षय
७१ ,, तमोकंद
७२ ,, राज्य राजेश्वर

७३ ,, भवतारण
७४ ,, गजचंद्र
७५ ,, महोदय
७६ ,, सुरकांत
७७ ,, अचल
७८ ,, अभिनंदन
७९ ,, सुमति
८० ,, श्रेष्ट
८१ ,, अमयकंद
८२ ,, ऊजलगिरि
८३ ,, महपद्म
८४ ,, विश्वानंद
८५ ,, विजयभद्र
८६ ,, पर्वतेंद्र
८७ ,, कपरदी
८८ ,, मुकितनी केतन
८९ ,, केवलदायक
९० ,, चर्चगिरि
९१ ,, अष्टोनर शतकुट
९२ ,, सौंदर्य
९३ ,, यशोधर
९४ ,, प्रितमिंडण
९५ ,, कामुक
९६ ,, सहजानंद
९७ ,, महेन्द्रध्वज
९८ ,; सर्वार्थ सिध्व
९९ ;; प्रियंकर.

दररोज एकेक नामनी एकेकी नवकारवाळी गणवी.

## ॥ परचुरणविधि ॥

१ स्नात्र पांचते क्यां क्यां करवां तेनि विधिः ॥

१ तलाटीए. २ शांतिनाथजी. ३ रायणतले. ४ श्री पुंडरीकजीन.

५ श्री मुलनायकजी.

नवाणुं जात्रा करनार हमेशां दश नवकारवाळी बांधीगणे त्यारे एक लाख नवकार पुरा थाय.

## बे अठम तथा सात छठनी विधि ॥

| अं. | नाम | नो. | का | ख. |
|---|---|---|---|---|
| १ | सहस्त्र कमलाय नमः | २० | २१ | २१ |
| २ | ऋषभ सर्वज्ञाय नमः | २० | २१ | २१ |
| ३ | ,, पुंडरीक गणधरायनमः | २० | २१ | २१ |
| ४ | ,, विमल गणधरायन : | २० | २१ | २१ |
| ५ | ,, शत्रुजयाय नमः | २० | २१ | २१ |
| ६ | ,, हरि गणधरायनमः | २० | २१ | २१ |
| ७ | ,, बाहुबलि गणधारायनमः | २० | २१ | २१ |
| ८ | ,, सहस्त्रादि गणधरायनमः | २० | २१ | २१ |
| ९ | ,, कोडि गणधरायनमः | २० | २१ | २१ |

आ बे छठ अठम करे त्यां सुधी बे वखत पडिकमणु बे पडिलेहण त्रण वखत देव त्रीकाल पुजा तेमां मध्याहने यथाशक्ति अष्टप्रकारि पूजा एकत्रीस साथीआ तथा फल नवाणु जात्रा करनार मनुष्ये हमशां बे वखत पड्डि कमणां करवां सचितनो त्याग. ब्रह्मचर्य

पाळवुं शक्ति होय तो एकासणु पण करवुं भूमिए संथारो करवो.

मृखावाद त्याग शकित होय तो पगे चालीने जात्रा करवी.

१ यथाशकित रथजात्रानो वरघोडो तथा नवाणु प्रकारि पूजा तथा आंगी रचाववी.

२ हमशां त्रण प्रदक्षिणा तथा एकवार प्रदक्षिणा पण देवी.

३ नव साथीआ तथा नव फल तथा नैवेद्य मुकवुं.

४ नव लोगास्सनो काउसग्ग करवो.

५ हमेशां नवखमासमणां देवां.

६ हमेशां बनतां सुधी यथाशकित अष्ट प्रकारनी पूजा पण करवी.

७ हमेशां दश नोकारवाली बाधी गणवी.

८ चैत्यवंदन हमेशां पांच ठेकाणे करवां.

१ तलेटी २ शांती नाथजी ३ रायण तले ४ पुंडरीकजी ५ श्रीमूलनायकजी.

चउविहारो छठ करीने सात जात्रा करवी, पुंडरीकजीनुं ध्यान करवुं.

घेटीनी पागे रोहीशालानी पायगे शेत्रुंजीनदीनी पागेथी एक

एकवारतो अवश्य जात्रा करवी.

जो बनेतो बार गाउ, छ गाउ, अथवा दोढ गाउनी प्रदक्षिणा करवी.

## मोटा सोळ उद्धार छे ते.

१ श्री भरत महाराजानो पहेलो उध्धार.

२ ,, भरतथी आठने पाटे श्री दण्डवीरज राजानो उद्धार

३ ,, मंदिर स्वामीना उपदेशथी इशानेन्द्रनो ऊध्धार

४ एक कोडि सागरोपम पछी चोथो माहेन्द्रनो उध्धार,

५ दश कोडि सागरोपम पछी पांचमो बमेन्द्रनो उध्धार,

६ एक लाख कोडि सागरोपम पछे चमरेंन्द्र भूवनपतिनो.

७ श्री सगचक्रवर्तीनो.

८ ,, व्यन्तरेन्द्रनो उध्धार अभीनंदन स्वामीना वखतमां.

९ ,, चन्द्र जशानो चन्द्रप्रभु स्वामीवारे

१० ,, चक्रायुध्धनो शांतिनाथनी वारे.

११ ,, रामचन्द्रनो मुनि सुवृत स्वामोने वारे,

१२ ,, पांडवनो नेमनाथ स्वामीने वारे,

१३ ,, जावडशानो उध्धार विक्रम १०८ मां,

१४ ,, बाहदमंत्रीसिं मालीनो १२१३ मां,

१५ ,, समरोसाओं सत्राल १३७१ मां.

१६ ,, करमासाः १५८३ मां.

## भक्ति बिचार

पुष्पाद्यर्चा तदाज्ञाच तद्द्रव्य पारिरक्षणं

ऊत्सवा तीर्थयात्राश्च भक्तिपंच त्रिधाजिने ॥ १ ॥

શ્રી જિનેંદ્રની પુષ્પાદિક પાંચ પ્રકારની ભકિત કહેછે તેમ ઉક્ત સ્વરૂપ ચોથી ભકિત જે ભવ્ય આત્મા અઠ્ઠાઇ સ્નાત્ર જીનબિંબ પ્રતિષ્ટાદિ ઓત્સવ કરે તથા શ્રી પર્યુષણપર્વ કલ્પસૂત્રવાંચના પ્રભાવનાદિ ઉત્સવ કરે તે પણ જિનશાસન ઉન્નતિહેતુ છે માટે જિનપુજાજ કહી છે પ્રભાવના પોતાને પરને બેને લાભ કર્તા છે. પાંચમીભકિત તીર્થંકર દેવે કહીછે. તેમ શ્રી શત્રુંજય ગિરનાર આબુજી અષ્ટાપદ સમેત શિખરાદિ સકલતીર્થ વિષેજિન વંદન તત્ક્ષેત્રસ્પર્શનાદિ નિમિતે જે જવુ તે તીર્થયાત્રા એ પણ જીન ભકિતજ જાણવી સકળ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયતીર્થ સમાન ત્રણ લોકમાં

પણુ અન્ય તીર્થ નથી કહ્યું છે કે.

नमस्कार समोमंत्रः । शत्रुंजय समोगिरिः ॥ वीतराग समोदेवो न भूतो न भविष्यति ॥ १ ॥

यदुक्तं ॥ कृत्वा पाप सहस्राणि हत्वाह जंतु शतानिच इदं तीर्थ समासाद्य तीर्यंचोपि दिवंगताः ॥ १ ॥

શેત્રુંજય તીર્થની સ્પર્શનાદિકે કરી મહાપાપીપ્રાણી સ્વર્ગાદિકસુખ ભોકતા હોય અને પુન્યવાન તો અલ્પકાળેજ સિદ્ધિ પામે.

વળી શેત્રુંજય ગિરિપ્રતે એક એક પગલે કોડીસહસભવના પાપથી મુકત થાય વળી શત્રુંજે ચૌવિહારોછઠ કરી જે સાતયાત્રા કરે, તે ત્રીજે ભવે મોક્ષ પામે એમ કહ્યું છે માટે તે કારણ માટે જે પ્રાણી દુર્લભ મનુષ્ય જન્મ પામી શ્રી સિધ્ધાચળ યાત્રા કરે તે પોતાનો જન્મ સફળ કરે.

તેમ (તથા વિધસામગ્રીના) અભાવથી પોતે યાત્રા કરવા અશકત હોય તો તે બીજા જાત્રા કરનારની અનુમોદના કરે તે આવી રીતે કરે કે ધન્ય તે પ્રાણીને કે જે શ્રીસિધ્ધા-ચળને પોતાની નજરે જુએ છે પોતાને શરીરે કરી ફરસે છે પોતાને હાથે રૂષભાદિજિનની પૂજા કરે છે ઇત્યાદિ વળી

બીજાને યાત્રા વિષે ઉપદેશ આપે તે આ રીતે.

શ્લોક—वपु पवीत्तकुरु तीर्थ यात्रया चित्त पावित्रंकुरु धर्म वाछया
वित्त पावित्रंकुरु सुपात्रतः। कुलपावित्तं कुरुसत् चारित्रतः ॥१॥

તીર્થ યાત્રાએ કરી શરીર પવિત્ર કર ધર્મ વાન્છાયે કરી શરીર પવિત્ર કર સુપાત્ર દાનથી લક્ષ્મી પવિત્ર કર રૂડા ચરિત્રથી કુલ પવિત્ર કર ઇત્યાદિ તથા મુક્તિ મંદિરમાં જવાને પ્રવર શ્રેષ્ટ સોપાન(પગથીઆ) સમાન બીરાજમાન શ્રીવિમાલચળ તીર્થરાજ, કયારે હું નજરે બે આંખે જોઇશ, અને કયારે પોતાને શરીરે સ્પર્શના કરીશ, તેમના દર્શન વિના આ મારો ફોકટ જન્મ જાય છે ઇત્યાદિ પોતાના ચિત્તમાં ભાવના ભાવે છે તે પ્રાણી પોતાને સ્થાનકે બેઠો થકો જાત્રાનું ફળ પામે છે; અને છતી સામગ્રીએ પણ તીર્થયાત્રા ન કરે તે અજ્ઞાની દીર્ઘ સંસારી જાણવા તેમ વળી શેત્રુજે અલ્પ(થોડું)પણ દ્રવ્યખરચ્યું મહા ફળ આપે છે તથા શ્રી તીર્થની રજ કે ધુળ કરી શુદ્ધ થાય તીર્થ વિષે ભમનો થકો ભવમાં ન ભમે ઇહા દ્રવ્ય ખરચવાંથી સ્થિર સંપદવાળો હોય જગદીશની પૂજાથી પુજનિક થાય ઇત્યાદિ તીર્થ સેવા મહા ફળ જાણી ભવ્ય પ્રાણીઓએ શેત્રુંજાદિ

મહા તીર્થની યાત્રા વિષે આદર સહિત પોતાનું દ્રવ્ય સફળ કરવા તથા યાત્રાલુઓએ બીજી ખટપટ પંચાત વિકથા મુંકી શુધ્ધ અંતઃકરણથી ગિરિરાજની સેવા ભકિત કરી જન્મ ફળ કરવો એજ હિતોપદેશ છે.

# अष्टप्रकारी पुजा

## દુહા

પ્રણમી પાસજીણંદ, આણી હર્ષ અપાર
ભવીક હિતકારણ રચું, પૂજા અષ્ટ પ્રકાર ૧
જલ ચંદન કુસમની, ધુપ દીપ મનોહાર
અક્ષત નૈવેદ્ય ફળતણી પુજા અષ્ટ પ્રકાર ૨
ભાવ વૃદ્ધિને કારણે દ્રવ્ય સ્તવ અધિકાર
હેતુ અર્થ સમજી કરો. શીવસુખ ફલદાતાર ૩
દ્રવ્ય ભાવ હોય પુજાના. કારણ કાર્ય સંબંધ
ભાવ સ્તવ પુષ્ટિ ભણી. કરૂ રચના આણી ઉમંગ ૪

## પ્રથમ. જલ પુજાના

### દુહા.

૧ તીર્થોદક કલશા ભરી. ।। મેરૂ શીખર સુર વૃંદ
આતમ નીર્મલ કરવા ભણી. કરો અભીષેક જીણંદ ૧

૨ શીતલ ગુણ જાણેરહ્યો. ।। શીતલ જીનવરઅંગ
આતમ શીતલકે કારણે. ।। કરો પુજા ધરી ઉમંગ ૨
૩ હવે ત્રીજી કુસમતણી. ।। પુજા કરો ત્રણ કાળ
આતમ પ્રફુલીત કરતાથકા. ।। આપે શીવ વરમાલ ૩
૪ ધુપ ધાણુ રત્ને જડ્યુ. ।। અગર તગર બેહુકંત
ઉર્ધ્વગતી આપે સહી. ।। ઇમ ભાખે ભગવંત ૪
૫ દ્રવ્ય દીપક ફાનસ કરી. ।। ભાવ દીપકને કાજ
કેવળ જ્ઞાન પ્રગટ કરી. ।। લઇએ શીવપુર રાજ ૫
૬ અખંડ અક્ષત ઊજવલયે. ।। નંદાવર્ત વિસ્તાર
ચઉગતિ ચૂરણ સાથીઓ. ।। અક્ષયપદ દાતાર ૬
૭ વિવિધ ભાત પકવાનશુ ।। ભરી અષ્ટાપદ થાળ
અણહારી પદ પામવા. ।। પુજીએ ત્રીભુવનપાલ ૭
૮ ફુલ પુજા કરી આઠમી. ।। સફલ કરો અવતાર
ફલ માગો પ્રભુ આગલે. ।। તાર તાર મુજ તાર ૮
મનોહર ઉત્તમ વૃક્ષના. ।। ફલ લઇ નર નાર
પ્રભુજી આગલ જે ધરે. ।। સફલો તસ અવતાર
અષ્ટપ્રકારી પુજા ઇણુવીધ. ।। કરો આણીભાવ ઉદારહ સંપુર્ણ

અર્થ જગતના પ્રાણીઓને આશ્રમને વીષે વિશ્રામ લેવામાં લીનચીત્ત વાલા અને જેના. ચરણ કમલ પ્રતિ અનેક ઈંદ્રોએ નમસ્કા ર્કર્યો છે. એવા શ્રીમંધરપ્રભુની હું સ્તવના, કરૂ છું

## श्री मंघरजिन स्तुती

जगज्ञंतु निस्तरणे यानपात्रं ॥ शभा सम विश्राम संलीनचित्तं

नतानेक नार्केद्र पादारविदं ॥ स्तुवे स्वामी श्री मंधर देव देवं

## અથ શ્રીમંધર જીન ચૈત્યવંદન

શ્રી શ્રીમંધર માહરા. આતમના આધાર

પ્રહ ઉઠીને પ્રણમતા. થાય સફલ અવતાર ૧

ભવ અરણવથી તારવા તમે છો ઝાઝ સમાન

તે માટે મુજને પ્રભુ. આપો પદ નિરવારણ ૨

એ અરજછે માહરીએ, પુરો શ્રીમંધરદેવ.

કહે કમલ ઇહાં થકી અવધારો મુજ સેવ ૩

## અથ શ્રીમંધર જિનસ્તવન

(રાગ પ્રભાત)

શ્રીમંધરજી કુ વંદણા નિત્ય હોજો હમારી

અહનીશ ચાહું હું વલી શેવા ભક્તી તુમારી. શ્રીમંધરજી ૧

જો હોવત તનુ પાંખડી તો આવત હજુર તમારી.
ઇહાં રહી ભાવ ભક્તીથી. કરૂ સેવા તુમારી શ્રીમંધરજી ૨
તમપાસે દેવ ઘણા હશે, આવે એક પાસ હમારી
તો સેહજે કારજ સરે, રહુ પાસ તમારી, શ્રીમંધરજી ૩
સમોસરણ દે દેશના, તારો બહુ નર નારી
હૃદય કમળ સમરૂ સદા, આપોશીત્ર વધુ પ્યારી શ્રીમંધરજી ૪

સંપુર્ણ

હારેઓ શ્રીમંધર જીન વંદીએ આતમ હીતકાજ
કર્મ કલંક ને દુરકરી દીએ શીવપુર રાજ શ્રીમધરજીન વંદીએ
સ્વામી વસો મહા વીદેહમાં હું રહ્યો ભરત મોઝાર
દુરરહી કરૂ વીનતી ભવ જલ પાર ઉતાર શ્રીમંધરજીન વંદીએ
પાંચશે ધનુષની દેહડી, સોવન વર્ણ શરીર
ઘનઘાતી કરમને દુરકરી તારો ભવીજનધીર શ્રીમંધરજીને વદિયે
સમોશરણમાં સોભતા, ચોત્રીશ અતીશયવાન
પાત્રીશ વાણી ગુણે કરી દો દેશના અમીય સમાન શ્રીમંધરજીન
ચોરાસીલાખ પુરવ તણુ જીનવરજીનું આયુ
કમળ વિજય કહે પ્રણમતા, વહેલુ શીવસુખ થાય શ્રીમંધરજીને

સંપુર્ણ

## (શ્રીમંધરજીની સ્તુતી)

શ્રી શ્રીમંધર ત્રીગડે બેસી ભવીમન સંશય ભાજેજી
પંચવીદેહમાં વીશ તીર્થંકર વીચરે ભવી હીત કાજેજી
આગમ વાણી અમીયસમાની વરસાવે જલ ધારજી
હૃદય કમળમાં અહનીશ સમરી લઇએ શીવપુર રાજજી ઇતિ

## श्री सिद्धाचल चैतववंन

धरणेंद्र मुखानागा पातालस्थानयं वासीनः।। सेवंते सदा तीर्थ
राजन तस्मै नमोनमः ।।१।।
चमरेंद बलेंद्राद्या सर्वे भुवन वासीनः।। सेवते यदा तीर्थं तीर्थं
र्कि पुरुषाद्यायाः किनराश्च वासवाः सेवंते राजन ।।३।।
अन्नपन्या पनपष्या मुख्या व्यंतर नायकाः सेवंते राजनं ।।४।।
न्योतिषा वासवा श्चंद्र सुर्यावने पिखेरा : सेवंते राजन ।।५।।
मनुष्य लोके संस्थाना वासुदेवाश्च चक्रीण धिपाःसेवंते राजनं ।।३।।
इंद्रो पेंद्रोदया प्येते सिद्ध विद्याधरा सेवंते राजन ।।७।।
ग्रैवेकाअनुतरस्था मनशातीदीवोकशा सेवंते राजन ।।८।।
अनंतं मक्षयांनेत्यं अनंत फल्दायकं अनत कालंच्चय राजन १०

सिद्धा तीर्थकृतोानंता यत्र सेष्यातिचापारा मुक्ति ग्रहली लास्थानं॥११॥

इमाम् स्तुति पुडरीक गिरियःपठीतो सदा स्थान स्थोपियालायां
लप्प्यते फल मुतम् ॥१२॥

## स्तुति श्लोक.

ॐ नमो विश्वनाथाय विश्वास्थिति वित्रायिने अर्हते व्यक्तरुपाय
युगादि शाययोगीने ॥१॥

आधारदाइ जिवानां बुडता भवसागरे शत्रुंजय महाधिप भाती
मुक्ति तैताश्रीतः ॥२॥

जयस्वामीजिनाधीस जयदेवजगदगुरुः। जयत्रैलोक तिलक
जय संसार तारण ॥३॥

स्वामीनामापियःस्वामी गुरुनामापियःगुरु देववनामांपियःदेव
तस्मै तुभ्यं जमोनमः ॥४॥

## અબમોયે તારતાર રૂષભજી અબમોયે પાર ઉતાર.

મારી વિનતડી અવધાર રૂષભજી અબમોયે પાર ઉતાર એ ટેક
કાળ અનાદિ અનંત હું ભમીયો, ભવસાગર મોઝાર
અબ તોરે ચરણુ શરણુ હું આવ્યો, જાણી મોટા દાતાર રૂ. ૨

દાતારી મોટા થૈ સ્વામી, કેમ કરો છો વાર નિજ સેવકને નિજ

સંપદા દેતા ક્ષણુ નવી લાગે વાર બે વાર રૂ

તારક નામજો સાચુ ધરાવો તો ભવો દધિ પાર ઉતાર ૩

બાહુ ગ્રહી શેવકને તારો શું કહું વારંવાર શું કહું વારંવાર રૂ૪

શ્રી સિદ્ધાચળ મંડન સ્વામી, ગુણુ અનંત અપાર

હ્રુદય કમલમાં અહુનિશ રમરૂ આપો સિદ્ધ સુખ સાર આ

સિ રૂ ૫ ઈતિ સંપુર્ણ

## सिद्धाचळ स्तवन.

કંચન ગિરિજીકા ધ્યાન તું ધરલે ભવત્રીજે અચળ પદ વરલે

કંચન ગિરિજીકા ધ્યાન એ ટેક.

પાપી અભવિ નજરે ન દેખે, હીંસાદિક ઉધરલે

કંચન ગિરિજીકા ૧

વિમળ ગિરિનંદયુ ત્રીજાવંદન, નિરખી હરખ અંગ વરલે

લોકાલોક પ્રકાશક પ્રભુજી, અનંત ચતુષ્ટય ધરલે

કંચન ગિરિજીકા ૨

શુધ્ધાત્મ આતમા આગતે, ભાવ સુધારસ ખીલે

કહે પદ્મએ ગિરિધ્યાને, સિદ્ધ અનંત સુખ વરલે કં ૩

ઈતિ સંપુર્ણ

## સિધ્ધાચલનું સ્તવન.

ચાલો ચાલો કંચન ગિરિજઇએરે,હમે પુજીને પાવનથઇએરે
ચાલો ચાલો કંચન ગિરિજઇએરે એ ટેક
કોડી સહસભવ, પાતિકત્રુટે શત્રુંજાસામોડગભરીએ ચા કં૧
બાલ કાલની ચેષ્ટા ટાલી, જયણાએ સંચરીએ ચા કં
ભૂલ અનાદિની દુરવિસારી, પુંડરીકપદહર્ષે જપીએરેચા કં૨
ભવ તારક એ તીરથ ફરસી આદિનાથના દર્શન કરીએરે ચા
સોનારૂપાને ફુલડે વધાવી. ત્રણ પ્રદક્ષણા દઇએરે ચા કં ૩
સુરજ કુંડમાં નાહી ધોઇ, કાયા નિર્મળ કરીએરે ચા કં
કેસર ચંદન ભરીરે કચોલી, મારા પ્રભુજીની અરચાકરીએ ૪
મણી માણેક મુકતાફળ લેઇ, અનોપમ આંગી રચીએરે
શીવ નારીને કાગલ લખીએરે ચા કં
વિવિધ ભાતકે પુષ્પમંગાવી, ગજરા પ્રભુશીરધરીએરે ચાકં—૫
ધૂપ, દીપ, અક્ષત, નવેદ ફળ ઢાકી, ભાવસ્તવ હવે કરીએરે ચાકં
ગીત ગાન ઓર તાન લગાવી, નાટક પ્રભુ આગેકરીએરે ચાકં—૬
ત્રીકરણ શુધ્ધે ભાવનાં ભાવી, નરભવ લાહો લઇએરે ચા કં
કહે કમળ ગિરિધ્યાનપસાયે, સિદ્ધ અનંત સુખ વરીએરે ચાકં—૭
ઇતિ સંપુર્ણ

## રૂષભાદિ ૨૪ જિનના નામનું સ્તવન

થયો છે રે હમ, સફલદિવશ, જિન દર્શનથી આજે,

પ્રભુના દર્શનથી આજે થયોછેરે એ ટેક ૧

પ્રથમ દેવ આદિશ્વર તોરૂ દીઠુ અનોપમ રૂપ

અરિહંતા, ભગવંતા, ગુણુવંતા, દેખંતા, અતિઆનંદ ઉલશીન

તનમન ધનધડી ધનપળ આ આજે થયોછેરે ૨

અકલ અલખ અજરનિરંજન ભવ ભય ભંજન રૂપ

શ્રી શાંતિ, મુખકાંતિ ટલેભ્રાંતિ, આતમગુણ નિર્મળ અનુભવતા

ભવભય સવીભાંજે થયો ૩

પંચમ આરે દુષમકાળે માહરે અવસર પુન્ય નિધાન

જ્ઞેયજ્ઞાને ધેય ધ્યાનેમન આણે ધ્યાતા ધ્યેયરૂપ થૈ કમળ કહે

રહે શિવ રાજે થયોછેરે અમ શફળ દિવસજી સંપુર્ણ ૪

## રૂષભાદિ ૨૪ પ્રભુનું સ્તવન

આજ આમંડળસહુ સ્તવન ભણો જીનતણા

અંગથી ઉમંગ સંગ રાખશો નહી મણા આજ આ ૧

રૂષભ અજિત સંભવ અભિનંદન સુમતિ તણા

પદ્મ શ્રી સુપાર્શ્વ ચંદ્ર સુવિધિ શિતલ શ્રેયાંસના આ ૨

વાસુ પુજય વિમળ અનંત ધર્મ શાંતિ કુંથુના

અરમલ્લી મુનિસુવ્રત નમી, નેમપાર્શ્વ વીરના આ ૩
સપ્તસ્વર તીનગ્રામ નૃત્ય કરો તાલમાં
કહે કમાળ જન્મ સફળ થાય પ્રભુ ગુણ તાનમાં ૪ સંપુર્ણ

## સમ્યત્વમુલ ભાવ પુજા વિષે સ્તવન.

કુમાર ગભારો નજરે દેખતાં એ દેશી—

સમકીત દ્વાર ગભારે પેસતાંજી પાપ પડલ ગયાં દુરરે
મોહન મરૂદેવિનો લાડણોજી દીઠો મીઠો આનંદ પુરરે—સ૦ ૧
આયુ વરજીત સાતે કરમનેજી સાગર કોડા કોડી હીનરે
સ્થિતિ પઢમ કરણે કરીજી વિર્ય અપુર્વ મોગર લીધરે—સ૦ ૨
ભુંગળ ભાંગી આદ્યકષાયનીજી મિથ્યાત્વ મોહની સાંકળ સાથરે
બાર ઉઘાડયા સંમ સંવેગનાજી અનુભવ ભુવને બેઠો નાથરે-સ.૩
તોરણ બાંધ્યું જીવ દયા તણુંજી સાથીઓ યો શ્રધા રૂપરે.
ધુપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી ધીગુણ મંગળ આઠ અનુંપરે
—સ૦ ૪
સંવર પાણી અંગ પખાલનેજી કેસર ચંદન ઉતમ ધ્યાનરે
આતમગુણ રૂચી મૃગ મહમહેજી પંચાચાર કુસુમ પ્રધાનરે
ભાવપુજાયે પાવન આતમાજી પુજો પરમેશ્વર પુન્ય પવિત્રરે
કારણ જોગે કારજ નિપજેરે ખીમાવિજયજીન આગમ રીતરે-સ.૬

# શ્રી મહાવીર જીન સ્તવન.

મેરે મન વશ રહે શ્રી મહાવીરરે-મેરે.—એ ટેક

રોમ રોમ માંહે પ્રભુ વસીયા, તરસ બુઝે બિન નિર-મે૦ ૧

વરસત વાણી નિજ ચંદ્રવદનસે, સુણીસુણી પાવે ભવતીર,-મે. ૨

તુમ ચરણકી રજ ચંદનકર, ચરચુ અપણા શરીર-મે૦ ૩

કરી તુમ ચરણ કમળકી સેવા, પામુ ભવજળ તીર-મે૦ ૪

## પદ.

ચેતન ચપલતા દુરકરોને જીન ચરણે ધરરાગ.

શ્રી જિનવરના દર્શન કરવા કયાંથી મળે આ લાગ

ફરી નહી આવે વખત આવો લીજે એક નરભવનો લાહો- ટેક

દસ દ્રષ્ટાંતે દુર્લભ નર ભવ પુન્યે પામ્યો આજ ૧

દાનશીલ તપ ભાવના ભાવી, લે સુધારી નિજકાજ-ફરી૦ ૨

અબ ચેતે તો ચેતિ લેને જો બુઝે તો બુઝ.

ખાનારાતો ખાઇ જાશે, માથે પડશે તુજ-ફરી૦ ૩

કલ્પવૃક્ષ સમ નરભવ જાણો, એલે કહાં ગમાય.

લગન વેલા ગઇ ઉંઘમાતો, પછે ઘણો પસ્તાય-ફરી૦ ૪

જુઠી સબ સંસારકી માયા, સ્વપ્નાકા સબ ખેલ

કરી પ્રભુ ચરણકમળકી સેવા, કરલે પ્રભુશું મેલ--ફરી ૫

# અથ શ્રી વૈરાગ્યની સઝાય

તને સંસારી સુખ કેમ સાંભરેરે લોલ
દુઃખ વિસર્યાં ગર્ભા વાસનાજો
નવ માસ રહયો તું માતા ઉદરેરે લાલ
મલમુત્ર અશુચિ વાસમાંજો—તને ટેક ૧
ત્યાં હુવા પવન નહિ સંચરેરે લાલ
નહી સેજ તલાઇ પલંગજો
તીહાં લટકી રહયો ઊંધે શીરેરે લાલ
દુઃખ સહત અનંત અપારજો—તને ૨
ઉઠ કોડી સુઇ તાતી કરીરે લાલ
સમકાલે ચાંપે કોઈ રાયજો.
તેથી અનંત ગુણી તીહાં કનેરે લાલ.
દુઃખ સહન વિચાર તવ થાય જો તને ૩
હુવે પ્રસવે મુજ માવડીરે લાલ
તો હું કરૂં તપજપ ધ્યાન જો
હુવે સદા સેવું જીનરાજનેરે લાલ
મુકું કુદેવ કુગુરૂ ને અજ્ઞાનજો—તને ૪
જયારે જનમ્યો ત્યારે ભુલી ગયોરે લાલ

ઊહાં ઉહાં રહયો ઇમ કહંતજો
તીહાં લાગી લાલચ રમવા તણીરે લાલ
આયુ અંજલી જલ સમ જાયજો—તને ૫
ઇમ બાલક વચ રમતાં ગઇરે લાલ
થયે જોબને મકરધ્વજ સાંઢજો
પ્રીત લાગી સદા રમણી સુખેરે લાલ
પુત્ર પૌત્ર દેખી હરખાયજો
થઈ ચીંતા વિવા વાજમનીરે લાલ
ધન કારણે ધ્યાવે નીસદીસ જો
પુણ્ય હીણ થકો પામે નહીરે લાલ
ચિંતે ચોરી કરૂં કે લુટું દેશજો—તને ૭
ગયું જોબન આવી જરા ડાકણીરે લાલ
ધુજે કર પગ શીર ને શરીર જો
ઘરે કહયું કોઈ માને નહિંરે લાલ
પડયો કરે પોકાર નહીં ધીરજો—તને ૮
ઇંમ કાળ અનંતો વહિ ગયોરે લાલ
અબ ચેત મુરખ અબ ચેતજો
જીનદાસ કહે જોગ એહવોરે લાલ
મળવો છે મહા મુશ્કેલજો—તને ૯
અથ પદ લખ્યતે રાગ પ્રમિત

રાગ દ્રેષ દોય નિવારા સોહિ અબધુ હંમારા રાગ દ્વેષ આંકણી
સમદરશીને શીતલ પ્યારા, વિવાદ કુવેમેં ડારા—રાગ ૧
આતમમે પરમાતમ પ્યારા, સોહી છોડકે કેસે રૂલાના—રાગ ૨
શ્વાસોશ્વાસ ધ્યાનજ સારા, અજપાજાપ સોયે પ્યારા—રાગ ૩
સોહું સોહું રટના રટતે, સોહી શબ્દ મુકિત કહાયે—રાગ ૪
ઓર નહીં કોઇ મોક્ષ આકાશ પાતાળ, નહીં હે કોઇ
સિદ્ધ સિદ્ધા મે વાસ—રાગ ૫
ભીતરહે સ્વર્ગ પાતાળા ઘટ ભિતર હે કૌતક સારા—રાગ
ઘટ ભિતરહિ નાચે ગાવે, ઘટ ભિતરહી વિણાબજાવે—રાગ ૭
[illegible]ક દેખે દેખણુ હારા સોહી ઉત્તમ ગુરૂ હમારા
રાગ દ્રષ દોયે નિવારા, સોહી અબધુ–હમારો રાગ૮ ઇતિ સંપુર્ણ

## આત્મ નીંદા

પ્રણુમી પદ પંકજ ભણી અરિ ગંજન અરિ હંત,
કથન કરૂં હવે જીવનો કીચીંત મુજ વ્રતાંત ૧
આરંભ વિષય કષાય વશ ભમીયો કાળ અનંત
લાખ ચોરાસી જોનીસે અબ તારો ભગવંત ૨
દેવગુરૂ ધર્મ સુત્રકું નવ તત્વાદીક જોય
અધિકા ઓછા જો કહયા મિછાંમિ દોકડું મોય ૩
મોહ અજ્ઞાન મિથ્ય[illegible]ા ભરિયા મોહ રાગ અથાક
વૈદરાજ ગુરૂ શરણથી ઓષધ જ્ઞાન વૈરાગ ૪

જે મે જીવ વિરાધીયા સેવ્યા પાપ અઢાર
પ્રભુ તુમારિ શાખસે વારવાર ધીકકાર ૫
બુરા બુરા સબ કહે બુરા ન દીશે કોય
જો ઘર સોધુ આપનો તો મુજ સમ બુરાન કોય ૬
કહેતાં પાર આવે નહિ અવગુણ ભરે અનંત
લીખવા મે કીઉં કરિ લોખું જાણો શ્રી ભગવંત ૭
કરૂણાનિધી કૃપા કરી આપણો બીરૂદ વિચાર
ભુલ ચુક સબ માહરી ક્ષમીયે વારંવાર ૮
માફ કરો સબ માહરો આજ સુધીનો દોષ
દીન દયાલ દીયો મુજે શ્રદ્ધા સીલ સંતોષ ૯
આતમ નિંદા શુધ્ધ ભણો ગુણવંત વંદણ ભાવ
રાગ દ્દેષ પતલા કરો સબસે ખમત ખમાવ ૧૦ સંપુર્ણ



જો રાખે વાસીગાર તેને પડશે જમના માર — ૧
છાણા ઈધણ અણજોયા વાવરે, તેતો બુરે હાલે મરે—
મારે જુ ફોલે લીખ એને પરભવજમની બીક —૩
કડકો કાચ બી લોરનો રૂપ અનુંપમ દેખાય
દામ ન ઉપજે દોકડો ખાચે તો જીવ જાય ૪
નાગણુસે નારી બુરી, મન ઠોરસે ખાય
જીવતા ખાય કાલજું મુઆ નરક લઈ જાય ૫
આપ સમોપર જીવડો માત સમી પરનાર

પરધન ધુલ સમાન તો તે દેખંતો સંસાર-૬
પરધનને પરકામની હરવા કરે બહુ ધંધ
જે પીડે પર જંતુને તે દેખતો અંધ ૭
બંધ સમે ચેત્યો નહી ઉદયે સો સંતાપ
સંતાપે શોક નીપજે શોક તે નરકની છાપ ૮
લાલચ પરસ્ત્રી તણી જરૂર ખત્તા ખાય
અંતે ફજેતી એહુની નીશ્ચે નરકે જાય ગા ૯
ચલં ચીતં ચલં વિતં ચલં તનધન જોબનં મંદીર
સર્વ જોગ ચલાચલ ધર્મ એક નીશ્ચલ ૧૦
ઉજવલવરણુ એકજ ચરણુ ઘર તહે કાંઇ ધ્યાન
મે જાણું બડા સંતહે બડા કપટકી ખાણુ ૧૧

દુહા—દાભઅણી જલ બિંદુઓ જેસો સંધ્યાનો રંગ
એણીપેરે ચંચળ આવખું જીવ જાગ શકે તો જાગ ૧૨
પાપ આલોવે આપના ગુરૂ આગળની શંક
નીરોગી સુખીયા હુવે નિર્મળ જેસો સશંક ૧૩

ઇતિ શાંતી ! શાંતી ! શાંતી !



